

॥ तत्सत् परमात्मने नमः ॥

# પદ્મ-કાન્તા

યાને

# વિષયમાં વૈરાગ્ય



તરૂણ-સાગર પ્રેસમાં ગિરિજાશંકર બી. ત્રિવેદીએ
છાપ્યું,
ન્યુ સ્મોલ કોઝ કોર્ટની સામે, કેમ્પબેલ સ્ટ્રીટ કરાચી.



કિંમત ૨ આના.

॥ ॐ ॥

तत्सत् परमात्मने नमः

# પદ્મ-કાન્તા

યાને

# વિષયમાં વૈરાગ્ય

લેખક: હરજીવનદાસ ફુલચંદ ગાંધી (હરિહરચંદ્ર)

(રાજકોટ નિવાસી)

પ્રકાશક: મણિયાર જીવરાજ જેઠાભાઈ



આવૃતિ ૧લી      મત ૧૦૦૦

સંવત ૧૯૮૦.      સને ૧૯૨૪

કિંમત ૨ આના.

આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

પાનવાલા ગાંધી પુલચંદ જેરાજ

સમરસેટ સ્ટ્રીટ, સદર બજાર,

કેમ્પ,—કરાચી.

# પ્રાર્થના

(વસંત તિલકાવૃત્ત)

હે ! સર્વ વ્યાપક વિભુ સુખ સર્વ વ્યાપો,
આપી સુબુદ્ધિ સગુણો અમ કષ્ટ કાપો.
ત્હારા ગુણો અગણિતો જન જે ભૂલે છે,
જન્મિ મહા જગતનાં દુઃખ ભોગવે છે.
કામિ બની કુટિલ કર્મ કરે સદાયે,
પાપી બની ન પ્રભુને જપતો કદાયે.
ધિક્કાર જે ગરિબને અતિ દુઃખ દે છે,
જન્મે વૃથા જગતમાં જખ મારવા તે.
અધર્મ ને ત્યજી દૃઢ નિજ ધર્મ ધારે,
દુઃખો સમે સુઃખકરા પ્રભુ ધ્યાય જ્હારે.
જે દુઃખ ભંજન બની પર દુઃખ ટાળે,
શિર જાય તોય વિરના કદી ધર્મ હારે.
સેવા સ્વદેશ કરવા જન જે મથે છે,
હા ! ધન્ય જન્મ ભૂમિને અંત તેહને છે.
જગદિશ ઇશ્વર મને મતિ આપ સારી,
જેથી કરી કરી શકું કંઇ ભક્તિ ત્હારી.
સેવા કરો દૃઢ ચિત્ત સહુ હિંદ વાસી,
નિજ દેશ કાજ સૌ આજ બનો સ્વદેશી.
જે સત્ય સહાયક બની ઉર સત્ય સ્થાપે,
વ્યાધિ ઉપાધિ અળગી કરી સુખ આપે.

# મનુષ્યના અઘટિત લક્ષણ

( મહીદીપ છંદ )

જે જનો કુકર્મથી નહિ જરી ખસે છે,
આદરી અનિતી નિતીમાં નહિ વસે છે.
પાપમાં પ્રવિણ જેહ તેહ શું વિચારે !
મોક્ષનો ન માર્ગ જાણી ધર્મને વિસારે.
ભક્તિ ના કરી જરી પિતાકે માત કેરી,
જન્મ તે જનો તણો આ જગતમાંજ ઝેરી.
સાધવી સતિ સુભાગી નારીને ન જાણે,
વાત કે વિવેક એક અંતરે ન આણે.
દેશની ન દાઝ આજ અંતરે કદાએ,
તે નરો ખરો સમાન જાણજો સદાએ.

# પદ્મ-કાન્તા
## યાને
# વિષયમાં વૈરાગ્ય.

(હરિગીત છંદ)

કાંન્તાઃ—

"કોણ છો? મહાશય પધાર્યા કેમ અહિં શા કારણે ?
પાવન કરી મમ ઝુંપડી આવી ગરીબના આંગણે
લાગો તવંગર આપ પણ પડયું કામ શું? અમ રંકનું
હરકત ન હોયે તો જણાવો નામ શું છે આપનું ?

પદ્મઃ—

કાન્તા પ્રિયે કાન્તા થયો આનંદ નિરખી આપને
બે વર્ષમાં ભુલી ગઇ ના ઓળખ્યો પ્રિય 'પદ્મ"ને
પોષાઇ તું મ્હારા ઘરે પાલક તણો હું પુત્ર છું.
"આગળ તવંગર હું હતો પણ આજ તો ભિક્ષુક છું.

કાંન્તાઃ—

આવ્યો ભલે મમ પદ્મ બંધુ શિરનો શિરતાજ છો
તુજ તાત મુજ પાલક પિતા તું ધર્મ કેરો ભાઇ છો.
બે વર્ષથી વિછુટા થયા તે' નવ પડયો પરિચય મને
શું? માગવા આવ્યો કહે? ભિક્ષુક બની ભગીની કને

પદ્મ:—

બોલી અતિ મિઠી પરંતુ બોલતાં નવ આવડે
ભણતર ભણ્યાના પ્રેમનું તેથી જરા ભુલ છે પડે
નિકળ્યો ખરિદવા એક વસ્તુ ક્યાંય તે તો ના મળી
તુજ પાસ તે ભંડાર છે મને ખબર તે હમણાં પડી.

કાંન્તા:—

અમ રંક પાસે રત્ન જેવી વસ્તુ તો કંઇ છે નહિ
તુજ ને ગમે તે લઇ લે આ ઝુંપડી માંહી જઇ
ભેદ મય તુજ શબ્દ આજે "પદ્મ" સર્વ જણાય છે.
તું શું. વદે છે મુખથી તે સ્પષ્ટ ના સમજાય છે.

પદ્મ:—

બાળા હજુ ભોળાં રહ્યાં સમજ્યાં નહિ મમ મર્મને
પથરા હશે ઝુંપડા મહીં કે દિલ ચાહે તેહને?
યોવન ખરિદવા નિકળ્યો પૈસા છતાં તે નવ મળ્યું
તુજ પાસ યોવન બાગ છે, તુંજ પરે મનડું ગળ્યું.

કાંન્તા.—

સમજી! બધું સમજી ચુકી! બાકી રહ્યું ના સમજવું
કળિકાલ ત્હારા રાજ્યમાં હું દોષ હા કોને દઉં.?
"તું ધર્મ કેરો ભાઇ છો હું થાઉં છું ભગિનિ ત્હને
કિધી કુ દ્રષ્ટિ બ્હેન પર ધિક્કાર ત્હારા દેહને"

પદ્મ:—

ધિક્કારને ફિટકારનો ના સમય છે આ સુંદરી
આપી ચુંબન કર શાંન્ત મારા હૃદયને પ્રિય મંજરી

હું ભાઇ ત્હારો ના સગો ત્યમ તું મારી બ્હેનડી
બકવાદ ત્યાગી ભેટ એ મદમસ્ત યૌવનની કળી

કાન્તા:—

ભુલ્યો ભટકતાં માનવી આ સાર વિણુ સંસારથી
કે મોહ પામ્યો ઉપર કલિ કાળ કેરા મારથી
ચેત એ નાદાન કરના જાર તું પર નારથી
લે શર્ણું ઇશનું ભાઇ બચવું હોય નરકાગારથી"

પદ્મ:—

શું! સ્વર્ગ ને કયું નર્ક છે, તે પિછાનું હું કદા
ત્હારા સમાગમથી ગણુિશ સૌ સ્વર્ગ પ્યારી પ્રેમદા
સાથે રમ્યા સાથે જમ્યા સાથે ભણ્યા શાળા મહિં
તે બાલ પણુનો પ્રેમ ત્હારો કયમ તું ભૂલી ગઇ!

કાન્તા:—

તે બાળ પણુનો સ્નેહ સાચો ભાઇ ને ભગિનિ તણો
ન્હોતિ વિષયની વાંસના તે પ્રેમ શુદ્ધ નિર્મળ હતો
તે સમયના તુજ શબ્દ સૌ મીઠાં મધુરાં લાગતાં
ને આજના તુજ વાકય સૌ વિષની બરોબર છે બધાં

પદ્મ:—

દિલમાં ઉઠી છે લ્હાય ત્હારા શબ્દ સુણી સુંદરી
ક્રોધે ભરેલી આંખડી કર શાંન્ત કાન્તા તું જરી
રડતો નિરંતર નામ તુંજ ત્હારી છબી દિલમાં વસી
પ્યારા કહી બોલાવ પ્યારી આજ તું મુખથી હસી

કાંન્તા —

કામી જનો નિજ કર્મથી લવ લેશ પાછા નવ ખસે
કરીને કુકર્મો કાગડા અંતે જઇ નર્કે વસે"
ત્યમ તું બન્યો છે અંધ આજે એજ કુડા કામથી
માટે વિચારી અંતરે કર સ્નેહ સાચો શ્યામથી

પદ્મ:—

મોંઘા બનોના માનુની માલીક બનો અર્ધાંગ્ના
આ હોઠ તલશે સુંદરી તુજ અધર રસને લુંટવા
આ જીવ રહેના હાથ પ્યારી બાથમાં આવી વસો
મુખડું કરોના મ્લાન પણ મધુરં રસિલું કૈ હસો

કાન્તા:—

શાણા અને સમજું છતાં વળગી રહે વ્યભિચારને
અંતે ઘણું પસ્તાઇને રૌ રૌ નરકમાં જઇ પડે
"ના જાણજે હો માનવી પર સ્ત્રી પ્રિતિનો બાગ છે
દઇ ડંશ લેશે પ્રાણ તે વ્યભિચાર કાળો નાગ છે"

પદ્મ:—

હિરા તણી કિંમત "ઝવેરી" વિણ કોઇ ના કરે
ત્યમ તું ઝવેરી પ્રેમની કર પ્રેમ કિંમત તું ખરે"
રિબાવના, લલચાવના, તલસાવના ઓ સુંદરી
દે પ્રેમના ફળથી પ્રિયા ભિક્ષુક તણી ઝોળી ભરી

કાન્તા:—

હિરા ખરા પણ કાચનો ના સાચ તેમાં કંઇ મળે
એવા હિરા તો જર વિના રસ્તા મહિં લાખો જડે

સાચા હીરાના હૃદયમાં કાળાશના ના જરીએ હશે
ખોટા હિરાની જેમ કૃત્રિમ ડોળના દર્શાવશે

પદ્મ:—મુખ સ્મિત વદતી સ્નેહીના કામણુ ભરેલી કામિનિ
મારી વચનના બાણુ કીધા બહાવરો મૃદુ યામિનિ
સહેવાયના રહેવાયના તારા વચન મૃગ લોચીની
સ્નેહે પીવાડો જામ પ્યારી પ્રેમનો ગજ ગામિની

કાન્તા:—ખાલી કરે બકવાદ મુરખ ના કંઇ ત્હારૂં વળે
દઉ છું શીખામણુ તોય કાં ખાલી મગજ મારી કરે!
તુ વાટ ભુલી સ્વર્ગની કાં નર્કનો રસ્તો લીએ
અમૃતને અપમાન આપી વિષ કાં પાગલ પીએ?

પદ્મ:—નિર્દય બની નવ યોવના અપમાન ના મારૂં કરો
લોચન નમાવી માનુની મમ અર્જને દિલમાં ધરો.
યોવન ભરી એ મદભરી નારીસ કર આદાસ પર
મુજ શિશ તુજ ચરણે ધરૂ કાન્તા હૃદયને શાંત કર

કાંન્તા:—સાચી સતિના હૃદયમાં છે વાસ શાન્તિનો સદા
હિંમત કદીના હારતી આવે ભલે તે આપદા
મમ અમર આત્માનો હજી પામ્યા નથી પરિચય ત્હને
જેના હૃદયના શ્રાપથી પૃથ્વિ હતી ન હોતી બને

પદ્મ:—પાગલ નથી પ્યારી જરા પણુ છુ તૃષા તુર પ્રેમનો
પાઓ પ્રિતિ રસ પ્રેમદા આપી મ્હને આલીંગનો
ઉદ્યાન જાણી પ્રેમનું ભોગી બની આવ્યો ભ્રમર
તુજ પાંખડી બીડી પ્રિયા કાં ભ્રમરને નારાજ કર?

કાન્તાઃ—કેદી બનીને કમળમાં કંઇ ભ્રમર મુંઝાઇ મરે
શુદ્ધ પ્રેમ જાણી દિપકનો કંઇ પતંગીઓ તેમાં બળે
મારગ ભુલ્યો હે મુર્ખ તું નાકુ ભુલ્યો ઘર પોળનું
વેશ્યા તણું આ દ્વારના પણ દ્વાર છે દેવી તણું

પદ્મઃ—યોવન તણા રતિબાગમાં હે ? ભ્રમણ કરતી ભામિની
કાં હ્રદયનું છેદન કરે મારી કટારી વચનની
અંગે અંગ જવાળા ઉઠે તે શાંન્ત કરવા આવને
હું કરગરૂં છું ક્યારનો દિલબર દયા દર્શાવને

કાન્તાઃ—

**જયોતી જળાહળ કાચની માની હિરો લલચાય કાં**
**ગંદા જળાશયમાં મુરખ નિર્મળ ગણી ઝંપલાય કાં**
**પર સ્ત્રી પ્રિતિ ઉધ્યાન જાણી પુષ્પમાં સપડાય કાં**
**સિધો સરલ રસ્તો મુકી અંધારામાં અથડાય કાં**

પદ્મઃ—થાતાં સહન ના વાકય તુજ વ્હાલી વધુ તલસાવના
તુજ પ્રેમ માટે પ્રેમદા અર્પું જીવન તુજ ચર્ણમાં
મદ મોહિની મૃગ લોચની પ્યારી પુજા તારી કરૂં
બળાત્કાર હું કરતો નથી પ્યારી ત્હને પાયે પડું

કાન્તાઃ—તે સર્વ વિનાશનું જે ટાળનો દુર્બુધ્ધિને
પરનાર જીવ હરનાર છે પડ પાય શ્રી સદ્‌બુધ્ધિને
કરી યાચના તે મ્હારી જો તેટલી પ્રભુની કરે
સંસાર નરકગાર સમજી મોક્ષ પદને મેળવે
કાયા ઉપરથી શ્વેત પણ દુર્ગંધનો ભંડાર છે

જે મોહ કાયાનો કરે તે મુર્ખનો સરદાર છે
જોબન અને તન ધન બધાં તું જાણુ મિથ્યા માનવી
સાચુ હરિનું નામ કે સંસારથી જાયે તરી
દે મોહ છોડી ભાઇ તું ત્હારૂં કશુંએ સમજના
કૃતિમ પ્રેમિ જગત આ સ્નેહી સગા સૌ સ્વાર્થના
ત્યજી તંત આ સંસારનો કર ગાન તું ભગવંતના
જુઠી જગત જંજાળ છે મુઠી ઉઘાડે સૌ ફના

પદ્મ:—ખુલી હવે મમ ચક્ષુઓ ભુલ્યો ભગિનિ ભાન હું
દેવી દયા કર રંક પર મતિ મુઢ હું અજ્ઞાન છું
મોહાન્ધ થઇને માર્ગ ભુલી જઇ ચડયો જવાળા તિરે
પડતાં બચાવ્યો તેહમાં તે બ્હેન ત્હારા ભાઇને
હું શિષ્ય તારો તું ગુરૂ મારગ બતાવ્યો મોક્ષનો
છે ધન્ય તારા દેહને વૈરાગ્ય મય મુજને કર્યો
કામિ બની નહિ બોલવા ના બોલ મે કિધા ત્હને
તુજ શરણ છું કરજે ક્ષમા લાવી દયા માતા મ્હને

કાન્તા:—બંધુ ત્યજી અફસોસ લે તું નામ સુંદર શ્યામનું
જેણે દુર્બુધ્ધિને વિદારી ભાન આપ્યું જ્ઞાનનું
જે વિણુ સૌ મિથ્યા સમજ તે સત્ય સરજનહાર છે
જુઠો જગત વ્યહવાર આ સંસાર ખાંડા ધાર છે

પદ્મ:—ના મોહ છે સંસાર પર ગિરનાર પર જે હું વસું
દિક્ષા લીધી દુનિયા તણી તે વિણુ નવ ગમતું કશું
વૈરાગ્યને વ્હાલો ગણી ચેલો બનીશ કિરતારનો
ડંકો જગાવીશ અંતરે ત્હારા સુણેલા શબ્દનો

કાન્તાઃ—થાઓ સદાએ શુભ ત્હારૂં એજ હું દિલમાં ચહું
આશીષ મારા હૃદયની અહો નિશ હું તુજને દઉં

*　*　*　*　*

સુખકર દુઃખહર સદા કરૂણા વંત શ્રી કિરતાર છો
આપો સુબુધિ સર્વને અન્યાયના હણનાર છો

અસ્તુ.

## સમાપ્ત

---

# વંઠેલી વિધવા યાને ઝેરી જમાનો

## (સવૈયા એક ત્રિસા)

ભાઇ જમાનો આમે ભૂંડો આજ નિહાળ્યો આંખેથી
સફેદ સઘળું દુધ ગણ્યું પણ કડવું લાગ્યું ચાખ્યાથી
બહુ દૂરથી ડુંગરને દિઠા ઉંચાને ભભકા વાળા
પાસે જોતાં કાંઇ મળ્યુ નહિં દિઠા ત્યાં મોટાં પથરા
કલિકાળ આ કળિયુગ માંહી કૈક કુકર્મો થાય ખરે
વિધવાઓ પણ છે વંઠેલી આજ નિહાળ્યું મે નજરે
ગાડી જાતી પૂર પાટમાં અરબી ઘોડા જોડયાંતાં
વિલાયતી ગાડીની અંદર વિધવાબાઇ બિરાજ્યાતાં
મહા લક્ષ્મિનું મંદિર આવ્યું શેઠાણી નિચે ઉતર્યા
સાડીલાલ ગુલાબી ચોળી સુઝ ચરણમાં છે પહેર્યા
આડે સેંથે લાડી શોભે નયને સુરમા પેખલના
હસ્તમાંહિ તો ભાઇ જણાયા ચિન્હ નહિ સૌભાગ્યતણા

લટક મટકતિ ચાલ ચાલતાં આવ્યા મંદિરની માંહી
પૂજન કિધું દેવીનું પણ દ્રષ્ટિ સ્થિર રહે નાહી
ચારે બાજુ દ્રષ્ટિ કીધી પણ નવ દીઠો આશકને
મુંઝાણી માનુની મનમાં ખેદ થયો છે માશુકને
એવામાં પાછળથી ઝીણી સીટીનો સંકેત થયો
પાછું વાળી જોયું ત્યાં તો શોક બધો પલમા પલટયો
નયન બાણુ વાગ્યા આશકના હાથ રહીના યુવાની
સ્વપ્ન સરિખા સુખને માટે ભ્રષ્ટ મતિ થઇ વિધવાની
બહાર મળીશુ એમ કરી ઇસારો કિધો આશકને
કર ઝાલી ગાડીમાં ઘાલી લઇ ચાલી પ્રાયવેટ બંગલે
દાદર ચડતાં ઓચિંતા આવી સાસુ સામા ઉભા
તો પણ રંડા ના ગભરાણી ઉત્તર દેવાને ઉધા
'વહુ દીકરા દર્શન કરી આવ્યા કોણ બીજું છે સાથે આજ
શું! ભટજી બીમાર પડયા તેથી આવ્યા બીજા મહારાજ
"સાસુજી એ ભોળા ભટને આવડતીના કાંઇ રસોઇ
જો હું કાંઇ કહુ તો પડયો પલમાં હી જાતો રિસાઇ
મંદિરમાંહી દર્શન કરતાં આ ભટનો મેળાપ થયો
રસોઇ બહુ જાણે છે સારી છે વળી તે મમ ગામ તણો
ઉંધુ ચિતું સમજાવીને સાસુજીને કાઢયા બહાર
રંગ માણવા ઉપર ચાલ્યા બિક ત્યજીને બેઉજમાર
હાય કળિ તે કેરજ વાળ્યો ભ્રષ્ટ કરી સૌની બુધ્ધિ
સો ત્હારા ફંદે ફસાયા નષ્ટ કરી સૌની સુધ્ધિ
જેહ હશે શાણો સદગુણી બુધ્ધિ વત અને બળ વિર
તે પણ લુબ્ધ વિષયમાં થાશે ના થાસેકંઇ વાર લગીર

# "ટાંકણે ટંકાય છે"

## (હરિગીત છંદ)

પ્રિય બંધુઓ દુનિઆ તણું ન ટક નિરખવા આવજો
ટીકીટના પૈસા તણી વ્યાધિ ઉરેના લાવજો
ડોરકીપરોને લાંચ દઇ સ્હેલાઇથી જોવાય છે
આ ખલક આખી આમ ઉંધા ટાંકણે ટંકાય છે
ઘરમાં મળેના ટંકનું પણ ભાઇ ફેશનમાં ફરે
ચા પાન વિણ ચાલે નહિ ભલે છોકરા ભૂખે મરે
વૈરી મુખે ઘણી નામના ત્યાં છાજીયા લેવાય છે
આ ખલક આખી આમ ઉંધા ટાંકણે ટંકાય છે
બાપે બિચારે ખતથી કાંઇ રકમ કીધી જમા
મિલ્કત ઉડાડી મોજથી બેટાં થયાં બાવાસમાં
ઇજ્જત બિચારા બાપની પાણી મહિ બે.ળાય છે
આ ખલક આખી આમ ઉંધા ટાંકણે ટંકાય છે
બાપા કરે છે વેઠ માતા પારાકા દરણાં દળે
પણ ભાઇને નાટક વિના તો ચેન જરીએ ના પડે
રખડયાં કરે આખો દિવસ મન કામને ના ચ્હાય છે
આ ખલક આખી આમ ઉંધા ટાંકણે ટંકાય છે
પરમાર્થ અર્થે પાઇ દેતા જીવ ના ચાલે જરી
માંદા પડે તો વૈદ્યને પૈસા દિયે થેલી ભરી
જુઠા બને જરદાર સાચા ભાઇ ઠેલા ખાય છે
આ ખલક આખી આમ ઉંધાં ટાંકણે ટંકાય છે

આ દેશ કેરો વેશ છોડી ચિત પરદેશી ચહે
સાદાઇને દુષણ ગણી ફેશન મહિ ભાઇ રહે
આ રીત આવા ટેક પોઝીશન મહિ પિટાય છે
આ ખલક આખી આમ ઉંધા ટાંકણે ટંકાય છે
પિંગલ તણું કંઇ જ્ઞાનના કવિતા કરે રસ રેલાતી
વાહ વાહ તણા શબ્દો નિચે બસ જાય ગડગડ ઠેલતી
સાચા કવિની હાલમાં કયાંયે કદર ના થાય છે
આ ખલક આખી આમ ઉંધા ટાંકણે ટંકાય છે

# ભારત માતાના ઉદ્ગાર

## ( ગઝલ )

પ્રિયે બંધુ અમારાને અમારે સ્હેજ કંઇ કહેવું
સુણી ગાંધી તણા વચનો સદા શાન્તિ તળે રહેવું
ગવાશે ગુણ ભારતના સમય તે આવવાનો છે
હવે ઉદ્ધાર ભારતનો તમારાથી થવાનો છે ૧
અનિતી જો કરે કોઇ તમે શિરે ધરી લેજો
ભલે શમશેરથી મારે છતાં પાછા નહિ હઠજો
દુઃખોનો તે સમય બંધુ સુખેથી કાપવાનો છે
હવે ઉધ્ધાર ભારતનો તમારાથી થવાનો છે ૨
ધરી શાન્તિ તણા શસ્ત્રો ઉગારો દિન ભારતને
સજી ખાદી તણા વસ્ત્રો સુધારો ખિન્ન ભારતને
કરો સેવા સધર્મિની વખત વિતી જવાનો છે
હવે ઉધ્ધાર ભારતનો તમારાથી થવાનો છે ૩

દુઃખિ સંતાન ભારતના ભુખેથી આજ રડવડતાં
સહે છે ટાઢ તડકાને શરીરે વસ્ત્ર ના મળતાં
સમય તે શ્રેષ્ટ ભારતનો અનાથો પાળવાનો છે
હવે ઉધ્ધાર ભારતનો તમારાથી થવાનો છે ૪
ઉજવવા દિન ભારતને વિદેશીને ત્યજી દેજો
બની સત્યાગ્રહી આજે સ્વદેશીને ગ્રહી લેજો
અહિંસા ધર્મને આજે સ્થળે સ્થળ સ્થાપવાનો છે
હવે ઉધ્ધાર ભારતનો તમારાથી થવાનો છે ૫
સુતા શું ? સુત ભારતના વિરા જાગો જરા જાગો
પડી પર તંત્રની બેડી હવે તો નિંદને ત્યાગો
બની એકત્ર સૌ આજે વખત વિચાર વાનો છે
હવે ઉધ્ધાર ભારતનો તમારાથી થવાનો છે ૬

---

# લાડકીનું લિલામ યાને પંદર હજાર પર પાણી

## ( સવૈયા એક ત્રિસા )

ભાઇ ભવાઇ નીરખવાને આજ ગયા તા ભુલેશ્વર
વેવિશાળ થયું બુઢાનું જમી આવ્યા રૂડો કંસાર
વર અને કન્યાની ઉમર જોતા હું તો દિંગ થયો
જુની આંખે નવો તમાસો નિહાળી ભાઇ ચમક્યો (૧)

શેઠ ઉમર સિતેર વરષની  કન્યાની વય દશથી બાર
દયાળદાસે દીકરી આપી  કીધા રૂપૈઆ બાર હજાર
વ્હાલ ધરીને વિવા કીધો  આનંદ લુંટ્યો અપરંપાર
લાખેણી લાડી મેળવતાં  પાણી કીધા પંદર હજાર (૨)
પરણી પાંચ વરસ થયાં ત્યાં બુઢાજી પામ્યા અવસાન
બિબી જયાં ઘર જોગ થયાં  ત્યાં મિંયા ચાલ્યા કબરસ્થાન
સોળ વરસની નાની વયમાં  વિધવા થઇ બાળા નિરધાર
સ્વાર્થ ગણી પ્યારો પિતાએ  પુત્રીનો બાળ્યો અવતાર
પાડોશી પિતાંબર નામે  રહેતો તો તે માળામાં
દ્રષ્ટિ પડતાં પલટી બુદ્ધિ  યોવનના ઉછાળામાં
યોવન આગળ માનવ કેરા  પ્રયત્ન વૃથા સઘળા માનો
ચેતી ચાલે તેજ બચે છે  બિજા ડુબેલા જાણો (૪)
નાર રહેતો આપ થકી  તે જાયે તો નવ લાગે વાર
થઇ નથી કોઇની નહિ થાસે  એવો કળીયુગનો વ્હેવાર
તેજ પ્રમાણે આ બાળાની  ભ્રષ્ટ મતિ થઇ તેણી વાર
બાંધી પ્રેમ પિતાંબર સાથે  શિયળનો કીધો સંહાર
પાપ પ્રકાશ્યું બે ત્રણ મહિને  સર્વ સગામાં થઇ ગઇ જાણ
અપકિર્તી ઓઢાળી વહુએ  એમ કરે છે સૌ મોકાણ
વિધવા એ મનમાં વિચાર્યું  અહીં રહેવામાં નહિ છે સાર
દાગિના લઇ આશક સાથે  નાસી ગઇ બીજે તત્કાળ
આવી રીતે કૈંક તમાસા  રોજ બને છે અવનિમાં
ગણતર ગણતાં પાર ન આવે  આ ભુંડા કુર કળિયુગમાં
ડોળ બનાવ પતિવૃત્તાનો  અંદર પેલું પોલ ભરી
કુળ ડુબાવે ઉભય કેરૂં  આવા કુડા કામ કરી

# સાધુ કે શયતાન

( હરિગીત )

જોગી બન્યા જંગમ બન્યા બાવા બન્યા શું ? કામના
ફરતાં ફરે અગ્નિ વિષે પ્યાલા પીવાને જામના
નહિ લેશ જગની લાજકે પરવા નહિ કંઇ ધારનાં
ઇજ્જત ગુમાવી યોગીની જોગી રહ્યા જખ મારતાં

આ વિશ્વમાં સઘળે સ્થળે બ્રહ્માંડ કે પાતળમાં
સાચા પડે પાછા નહિ જુઠા ફસાયા જાળમાં
ધિક્કાર એવા યોગીને ભોગી બન્યા ભામા તણા
જોયા ધુતારા ઢોંગીઓ અગ્નિ મહીં યોગી ઘણા

કર મહીં માળા ધરી મોટા મણીકા શોભતાં
સંશય થતો શ્યામા તણો અકકડ બની ત્યાં થોભતાં
ઢેઢ ભંગીને ચમારો વાઘરી વાડા તણા
પાખ ચોળી હાથ ઝોળી લઇ થયા બાવા ઘણા

દેવ મંદિરમાં જતાં લોકો હજારો સાથમાં
ભ્રષ્ટ કરતાં બાલ્તીને લેવા અવસર હાથમાં
ભોળા બીચારા માનવી કોઇ ભેદને જાણે નહિ
યોગેશ્વર કોઇ દેવ મોટા ઉતર્યાં અવનિ મહિં

કૈકને ફસાવી જાળમાં કૈની હજમ મિલ્કત કરે
પાખંડમય એવા ઘણા ભારત મહિં આજે ફરે
સાધુ બની સંસારમાં સતકર્મ તો કિધું નહિ
જ્ઞાનિ બની અજ્ઞાનીને કંઇ જ્ઞાન તો દિધું નહિ

નારી તણી મમતા હતી સંસાર શા ? સારૂ તજ્યો ?
પૈસા તણી પરવા હતી તો ભેખ શા સારૂં સજ્યો ?

# લેભાગુ કવિઓ.

## ( મનહર છંદ )

આજ કાલ દુનિયામાં કવિઓનો પાર નહિ.
નાનાથી મોટાના મુખે કવિતા જોડાય છે.
ખાતાં પીતાં ઉઠતાંને બેસતાં કવિતા જોડે.
સુતાં પણ શ્રૃંગારની કવિતા રચાય છે.
પ્રાસ, ગણ, લઘુ, ગુરૂ, તાલ કે ના ઢાળ મળે,
ચોકઠું બેસાડયા પછી કવિતા કે વાય છે.
સુતાર, લુહાર, સોની, કણબી, કડીયા કોલી,
રાગ તાણી દુહા જોડી ભવાઇ ગવાય છે,
બીડી ચારા બીડી મુકી હરિગીત છંદ જોડે,
પ્રાસ પતામાં લપેટી પાછળ મૂકાય છે.
ગાંધી ગંધિઆણું ભુલી લલિત સારંગી રચે,
ત્રિતાલને ભેરવી તો ત્રાજવે તોળાય છે.
કદોઇ કંસારા ધોબી બાવાને રંગારા પણ.
ગઝલ ને કવાલીના રાગડાં રંગાય છે.
'હરિહર' કરે કોઇ કોપશોના બંધુ પ્યારા,
ગમ્મતની ટેવ એવી કદીના ભૂલાય છે.

# "ફેશનની ફજેતી"

(મનહર છંદ)

આર્યના નિવાસીઓને નિમંત્રણ છે. અમારૂં
ફેશનની ફજેતીને નિરખવા આવજો
જવાનું ઘણું છે દુર મજલ છે ભાઇ મ્હોટી
ચાલી ચરણ દુઃખે તો મોટર મંગાવજો
કોલર નેકટાઇ કોટ પાટલુંન પહેરી
બુટ ના મળે તો ભાઇ ભાડે લઇ આવજો
ખિસા ભલે ખાલી હોય કામ નથી દમડાનું
પોઝીશનમાં રહીને ફેશન દિપાવજો
મુખ પર પાઉડર ગાલો પેરે લાલી ચોડી
વાળ ધોળા હોય તો શાહીમાં પલાળજો
ગુજરાતી બોલીમાં તો પોઝીશન જાય માટે
ભાષા ઈંગ્રેજી બોલી વેષને વધાવજો
આંખે ભલે સુઝે તોય ચશ્મા લગાવી સારા
ફેશનની ફજેતીને પુરી પરખાવજો
"હરિહર" કહે ભાઇ આ તો હજી થોડું કહ્યું
દયા લાવી દાસ પર માઠું ના લગાડજો

# સુખ દુઃખના તડકા છાંયડાં

## ( ત્રોટક છંદ )

કરમે કરીને જનનો સઘળાં
સુખથી દુઃખમાં ગબડી પડતાં
ગણો સુખને દુઃખ સદા સરખાં
સમજુ જન ના દુઃખથી ડરતાં ૧
સુવા સેજ સૈયાં સુખથી મળતાં
કદી ભોંય પરે સયનો કરતાં
નહિ પાય ધરા પર જે ધરતાં
અહા ! તેજ જુઓ વનમાં ભમતા ૨
ગજ અશ્વ પરે ચડીને ફરતાં
જમવા પકવાન પ્રિતે મળતાં
ઝીલતાં વચનો મુખથી પડતાં
જળને બદલે પયને ધરતાં ૩
દુઃખિ હાલત તેહ તણી બનતાં
અન્નના ટુકડા પણ ના મળતાં
ભટકી ભટકી ભવ જંગલમાં
દુઃખ દુર થયે સુખને સજતાં ૪
સુખ પાછળ દુઃખ સદા ફરતું
પ્રિય પાઠકના દુઃખથી ડરતું
સદ્કર્મ સદા જગમાં કરજે
નિતિ પંથ ચડી પ્રભુને સ્મરજે ૫

# "બાજી હરિના હાથમાં"

## (હરિગીત છંદ)

અફસોસ ના કર માનવી, બાજી હરિના હાથમાં
તારૂં ન કંઇ ધાર્યું થશે, કારણ હરિના હાથમાં.
આ માહરૂ આ તાહરૂં એ સર્વ મનની કલ્પના,
તાહરૂં ન કાંઇ સમજજે સઘળું હરિના હાથમાં.
કરતાં ભલું હા અવરનું કદિ જીંદગી જાયે છતાં,
અપયશ મળે યા યશ મળે તે પણ હરિના હાથમા.
પળમાં બને રાજા ભિખારી મહેલ ત્યાં જંગલ દિસે,
વળી રંક રાજ્યાસન ચઢે કુદરત હરિના હાથમાં.
સુખ દુઃખ તડકા છાંયડા પળમાં હતા નહતા બને,
લખ્યું લલાટે ના મટે વિધી હરિના હાથમાં,
સ્નેહિ સગાં લક્ષ્મી તણો છે મોહ જુઠો માનવી,
જુઠો સકળ સંસાર છે સાચું હરિના હાથમાં.
લઇ જન્મ આ સંસારમાં સત્ કર્મ કંઇ કીધું નહિ,
એળે ગયો અવતાર શિક્ષા છે હરિના હાથમાં.
આપ્યું પ્રભુએ પ્રેમથી પરમાર્થ કરવા કારણો,
લોભીષ્ટ લાલચમાં પડી ચાલ્યો હરિના હાથમાં.
ચેત ઓ નાદાન છોડી મોહ આ સંસારનો,
ખટપટ નકામી કાં કરે? અંતે હરિના હાથમાં.
હરિ હર કહે સંસાર આ શૈત્રંજ સરખો માનજે
કર દેશ સેવા અંતથી જાવું હરિના હાથમાં.

# "અમારા મહાત્મા ગાંધી"

## (ગઝલ)

અમારા શિરના શીરતાજ જીવન હિંદ વાસીના.
અમોને પ્રાણુથી પ્યારા "અમારા મહાત્મા ગાંધી."
તપો બળ જેહનું આજે સકળ જગમાં પ્રકાશે છે.
તપસ્વી હિંદના હિરા "અમારા મહાત્મા ગાંધી"
પઢાવ્યો મંત્ર ખાદીનો ચલાવ્યો રેંટીયો રૂડો,
અમારૂં હિત કરનારા "અમારા મહાત્મા ગાંધી."
સુતેલા આર્ય સંતાનો જગાડયા મોરલી નાદે,
અમિમય વાકયના કયારા "અમારા મહાત્મા ગાંધી"
ભુલાવી ભેદ બ્રમણુને કર્યા એકત્ર બંધુઓ,
અમારી ચક્ષુના તારા "અમારા મહાત્મા ગાંધી"
કરી અજ્ઞાનનો ચુરો બતાવ્યો જ્ઞાનનો રસ્તો,
હૃદય જ્યોતિ જગવનારા "અમારા મહાત્મા ગાંધી
દુઃખી આ દેશને ખાતર અસહ્ય દુઃખ જેહને સેવ્યું,
અહાહા! આર્ય ઉદ્ધારા, "અમારા મહાત્મા ગાંધી"
સુણાવી સ્તોત્ર સંપોનું જપાવ્યો મંત્ર શાન્તિનો,
ઘણું જીવો પ્રભુ મારા "અમારા મહાત્મા ગાંધી"

# મારા પ્રિય પાઠકને વિનંતિ.

(ગઝલ)

લખેલા કાવ્ય મારાને
પ્રિતેથી પાઠવી લેજો
સદા સદ્‌ભાવ અંતરમાં ધરિને અન્યને દેજો

× × × ×

દુઃખિ સંસારમાં બંધુ પડે જે દુઃખ તે સહેજો

× × ×

છતાં પરમાર્થને અર્થે જરા ના ભાઇ અચકાજો

× × × ×

ધર્મને પ્રેમથી પાળી અધર્મને ત્યજી દેજો
કરે કુકર્મ જન કોઇ શિખામણ તેહને દેજો

× × × ×

ઉજવવા દિન ભારતને વિદેશીને ત્યજી દેજો
બની સત્યાગ્રહી આજે સ્વદેશીને ગ્રહી લેજો

× × × ×

બિરાદર આ કથન મારૂં તમે તો ધ્યાનમા લેજો
પ્રભુનિ પ્રેમ ભકિતમાં તલ્લીન થઇ રહેજો

( હરિહરચંદ્ર )